Research Paper | Education | E-ISSN No : 2454-9916 | Volume : 10 | Issue : 1 | Jan 2024



# પંચમહાલ જિલ્લામાં આવેલ ઐતિહાસિક સ્થળો

રામી કિશોરકુમાર જેન્તીભાઈ[1], ડૉ. દક્ષા. એમ. પટેલ[2]

[1] પીએચ.ડી, રિસર્ચ સ્કોલર, શ્રી ગોવિંદ ગુરુ યુનિવર્સિટી, ગોધરા

[2] એસોસીયેટ પ્રોફેસર, ઈતિહાસ વિભાગ, શ્રી. ટી. એસ. આર્ટસ કોલેજ, કોઠંબા, તા. લુણાવાડા, જી. મહીસાગર

**પંચમહાલ : એક પરિચય**

ગુજરાત રાજ્યના જિલ્લાઓમાં પંચમહાલ ભૌગોલિક રીતે ઘણી વિશેષતાઓ અને વિચિત્રતાઓ ધરાવે છે. ભૌગોલિક રીતે પંચમહાલ જિલ્લો ગુજરાતની પૂર્વ સરહદે આવેલો છે. જીલ્લો લગભગ ૨૦-૩૦" થી ૨૩-૩૦" ઉત્તર અક્ષાંશ અને ૭૩-૧૫" થી ૭૪-૩૦" પૂર્વ રેખાંશ વચ્ચે આવેલો છે.૧ પંચમહાલ એટલે કે પાંચ મહાલ (જિલ્લા). આ પાંચ જિલ્લા ગ્વાલિયર ના સિંધિયા રાજાએ બ્રિટિશરોને સોંપ્યા હતા. આ આખા વિસ્તારને બ્રિટિશરોએ પંચમહાલ તરીકે નામ આપ્યું હતું. પંચમહાલ જિલ્લાનું મુખ્ય મથક ગોધરા ખાતે આવેલું છે.

આદિવાસી અને પછાત ગણાતો પંચમહાલ જિલ્લો ઇતિહાસના સર્વકાળે કોઈક - રીતે તો સક્રિય રહ્યો હતો. ચાંપાનેરમાં મહંમદ બેગડાની સલ્તનત અને બાદશાહોના સમય તથા સ્વરાજ્યયુગ દરમિયાન જિલ્લામાં થયેલી વિશિષ્ટ પ્રવૃત્તિઓને કારણે સમગ્ર ગુજરાત અને ભારતમાં પ્રસિદ્ધ બન્યો હતો. પંચમહાલની આદિવાસી પ્રજાએ સમયે સમયે પોતપોતાના વ્યક્તિગત હિતોને લઈ હથિયાર ઉપાડ્યા તે બધી ઘટનાઓ જિલ્લાના ઈતિહાસના ઉજ્જવળ પાનાં છે. ટૂંકમાં પ્રાચીન કાળથી લઈ આઝાદી આવી ત્યાં સુધી પંચમહાલ રાજકીય,સામાજિક,આર્થિક અને સાંસ્કૃતિક રીતે મહત્વપૂર્ણ જિલ્લો હતો.૨

ઈ.સ. ૨૦૦૬ ના પંચાયતી રાજ મંત્રાલયના અહેવાલ અનુસાર પંચમહાલ જિલ્લાનો દેશનો સૌથી પછાત ૨૫૦ જિલ્લામાં સમાવેશ થયો હતો. કે ગુજરાતના ૬ જિલ્લાઓમાં બેકવર્ડ રિજીયન ગ્રાન્ડ ફંડ પ્રોગ્રામ (BRGF) હેઠળ સહાય મેળવતો એક જિલ્લો છે.પંચમહાલ જિલ્લામાં સાત તાલુકાઓ આવેલા છે.જેમાં હાલોલ, કાલોલ, ગોધરા, જાંબુઘોડા, શહેરા, ઘોઘંબા અને મોરવા (હડફ) નો સમાવેશ થાય છે.3

પંચમહાલ જિલ્લામાં ઘણા જોવાલાયક સ્થળો આવેલા છે. લુણાવાડા થી ૨૦ કિ.મી દૂર કાલેશ્વરી ની નાળ આવેલી છે. ૧૪ મી કે ૧૫ મી સદીની સાસુ -વહુની બે વાવ આવેલી છે.પાવાગઢ ખાતે મહાકાળી - ભદ્રકાળીના મંદિરો, જૈન મંદિરો, રાજપૂત અને મુસ્લિમ શાસનકાળ ના જિલ્લાઓના અવશેષો તથા ત્રણેક તળાવો આવેલા છે. ચાંપાનેરમાં મહંમદ બેગડાના સમયની મસ્જિદ, નગીના મસ્જિદ, જહાંપનાહ કિલ્લો, વડાતળાવ તથા મહેલનાં ખંડિયેરો જોવા મળે છે. હાલોલ ખાતે બહાદુરશાહે (૧૫૨૬-૩૬) માં બંધાવેલી મસ્જિદ, સુલતાન સિકંદરની ખબર અને એક મિનાર મસ્જિદ આવેલી છે. ગોધરા રંગ અવધૂતનું જન્મ સ્થાન છે. અહીં મૈત્રીક વંશના શિલાદિત્ય છઠ્ઠા (૭૫૯) ની છાવણી હતી, ત્યારે ગોધરા 'ગોદ્રહક' તરીકે ઓળખાતું. આઠમી સદીનું રામસાગર તળાવ, મહાપ્રભુજી ની બેઠક, જૂનો કિલ્લો વગેરે જોવાલાયક સ્થળો આવેલા છે. ગરમ પાણીના ઝરા માટે જાણીતા બનેલા ટુવામાં શરભંગ ઋષિનો આશ્રમ, કિલ્લાના અવશેષો, ઓરિસ્સા શૈલીનું મંદિર તથા અન્ય મંદિરોના અવશેષો પણ જોવાલાયક છે.૪

**પંચમહાલના સ્થાપત્યકીય સ્મારકો:**

પંચમહાલ જિલ્લામાં આવેલ સાત તાલુકાઓમાં અનેક ઐતિહાસિક જોવાલાયક સ્થળો આવેલા છે. જેનામાં કેટલાક સ્થાપત્યકીય સ્મારકોનો અત્રે સમાવેશ કરવામાં આવ્યો છે.

**૧. પાવાગઢ:**

ગુજરાતના ઐતિહાસિક તેમજ ધાર્મિક એમ બંને સ્થળોમાં જેની ગણના થાય છે. તેવું પાવાગઢ મહાકાળી માં શ્રદ્ધા ધરાવનાર સહુ કોઈ માટે અતિ પવિત્ર અને પાવન યાત્રાધામ છે. વડોદરા થી આશરે ૪૬ કિ.મી. ના અંતરે આવેલો આ પવિત્ર ડુંગર તેના ઈતિહાસ માટે પણ એટલો જ જાણીતો છે. પાવાગઢની તળેટીમાં આવેલું ચાંપાનેર નગર તત્કાલીન રાજા વનરાજ ચાવડાએ તેમના મહામંત્રી ચાંપાની સ્મૃતિમાં વસાવેલું.

પાવાગઢ સાથે સંકળાયેલી ઐતિહાસિક તથા એવી છે કે, પાવાગઢની ટોચે બિરાજમાન મહાકાળી માં જ્યારે નારી સ્વરૂપે નવરાત્રી રમવા ચાંપાનેરમા ઉતર્યા ત્યારે અહીંના પતાઈ રાજા જયસિંહે તેની પર કુદ્રષ્ટિ કરી એટલે મા મહાકાળીએ તેને શ્રાપ આપ્યો. પરિણામે અમદાવાદનો મહંમદ બેગડો પાવાગઢ પર ચડી આવ્યો અને આ ગઢને જીતી લીધો. પતાઈ રાજા જયસિંહ મરાયો મહંમદ બેગડાએ ચાંપાનેરને રાજધાની બનાવી. ચાંપાનેરથી મોહિત બેગડાએ ચાંપાનેરને વિકસાવ્યું. ત્યાં સુંદર શિલ્પસ્થાપત્યો નું નિર્માણ કર્યું. આજે મળી આવતા અવશેષો અને ખંડેરોથી અનુમાન લગાડી શકાય કે અહીંની ઈમારતો કેટલી બુલંદ હશે! અને સમૃદ્ધિની તો કલ્પના જ કરવી રહી. ચાંપાનેરની ફરતે આવેલો કિલ્લો, વહોરા મસ્જિદ, કીર્તિ સ્તંભ, શેખનું દેરું વગેરે ખરેખર જોવાલાયક છે. આ સિવાય અહીંની ઉત્કૃષ્ટ કોતરણીવાળી જુમ્મા મસ્જિદ તેમજ અન્ય નગીના અને કેવડા મસ્જિદ પણ ઈસ્લામ સ્થાપત્યના નમુના રૂપ છે. પાવાગઢ અને ચાંપાનેર ના આ ઉત્કૃષ્ટ શિલ્પ-સ્થાપત્યને કારણે તેનો સમાવેશ હેરિટેજ સ્થાપત્ય માં કરેલ છે. દેશ વિદેશથી સહેલાણીઓ અહીં ઉત્તમ કલા-કારીગરી નિહાળવા આવે છે. અહીંના તળાવની કાંઠે મહંમદ બેગડાએ તે

સમયે માં બનાવેલ પોતાના મહાલયના અવશેષો હાલમાં પણ તેના ભવ્ય ભૂતકાળની સાક્ષી પૂરે છે.૫

અકબરના સમયમાં દિલ્હી દરબારમાં સ્થાન ધરાવતા સંગીત સમ્રાટ તાનસેનની બરોબરી કરી શકે તેવો બૈજુ બાવરો હતો. આ બૈજુ બાવરો આ ચાંપાનેરનું રતન ગુજરાતની બે માતાઓ ઊંચા શિખરે જઈ બિરાજી છે જેમાં એક છે માં અંબા અને બીજી છે પાવાગઢ ની મહાકાળી પાવાગઢના સૌથી ઊંચા શિખર પર મહાકાળીનું સ્થાનક છે. આશરે ૮૦૦ મીટર ઊંચો આ પાવાગઢ ગુજરાતના લોકોનું વિહારધામ અને યાત્રાધામ છે. પાવાગઢ ચડતા વચ્ચે માચી ગામ આવે છે. અધવચ્ચ માચી સુધી બસ તેમજ અન્ય વાહનો જાય છે. માછીમા પતાઈ રાવળના મહેલના અવશેષો જોવા મળે છે. અહીંના તેલિયા અને દૂધિયા તળાવમાં લોકો શ્રદ્ધાપૂર્વક સ્નાન કરે છે. અહીંથી ૫૫૦ મીટર એટલે કે ૧૬૫૦ ફૂટની ઊંચાઈએ મા ભદ્રકાળીનું મંદિર છે. હવે તો અહીં સુધી આવવા રોપ - વે ની સગવડ થઈ ગઈ છે. છતાંય રોપ - વે થી ઉતરીને ઉપરની ટોચ સુધી જવા માટે આશરે અઢીસો પગથીયા ચડવાં પડે છે.૬ પાવાગઢના પર્વને બિરાજમાન મહાકાળીના મંદિરના ગોખની મધ્યમાં "કાલીકા પંત્ર' ના દર્શન એટલે અક્ષાત મહાકાળી. હજારો યાત્રાળુઓ કાલિકા યંત્રના દર્શન કરે છે. અને શક્તિના ઉપાસકો અનુષ્ઠાન દ્વારા શક્તિ માંગે છે. ભક્તોની ઈચ્છાની પરીતૃપ્તિ કરતી મા કાલીકા ભવાની એટલે ગુજરાતની સાક્ષાત શક્તિ માંના મંદિરથી પણ ઉપર તરફ જાઓ તો ત્યાં સહનશાહ પીરની દરગાહ છે. મુસ્લિમ યાત્રાળુઓ પણ અહીં શ્રદ્ધાપૂર્વક માનતા માનવા આવે છે. પાવાગઢ ની આજુબાજુ નો વિસ્તાર એટલે આદિવાસીઓનો વિસ્તાર રાજ્ય સરકારે આ આદિવાસીઓ માટે ધણી વિકાસ યોજનાઓ અમલી બનાવી છે. આ વિસ્તારમાં ધણા નાના-મોટા ઉદ્યોગોને સહકારી રાહતો આપી વિકસાવવામાં આવી છે. કદાચ એટલે જે પાવાગઢની આસપાસના હાલોલ કાલોલ ઔદ્યોગિક વસાહત તરીકે સતત વૃદ્ધિ કરી રહ્યા છે.

અહીંના ધાબાડુંગરી અને હાલોલ નો ફિલ્મ સ્ટુડિયો જોવાલાયક છે. આદિવાસી વિકાસ નું કામ સાતત્યપૂર્ણ કરી રહેલા હરીવલ્લભ પરીખનો આશ્રમ તેની વિવિધ વિકાસની પ્રવૃત્તિઓને કારણે આ પંથકમાં પ્રચલિત બન્યો છે. અહીં પહેલા મેંગેનીઝ ખનીજની ખાણો હતી પરંતુ હાલમાં બંધ હાલતમાં છે.૭

**૨. ચાંપાનેર કિલ્લો અને સાત કમાન:**

ચાંપાનેરમાં ભવ્ય કિલ્લો આવેલો છે તેમાં બે ત્રણ ભાગના દરવાજા મોજુદ છે. અને તેની વિશાળ દીવાલો હજુ ઉભી છે. આ કિલ્લાની રચના જરા અટપટી છે ! આવી જ કિલ્લા જેવી દીવાલોને તેના અવશેષો પાવાગઢ ડુંગરે ચડતા અમુક અવશેષો હજુ જોવા મળે છે. ૮ જુમ્મામસ્જિદથી ડાબે હાથે સહેજ આગળ જતા ચાંપાનેર શહેર તરફ જવાનું દરવાજો આવે છે. આ દરવાજાને 'હાલોલ નો દરવાજો' કહે છે. કારણ કે, પહેલા આ માર્ગે પગર રસ્તે હાલોલ જવાતું. મજબૂત કિલ્લાને શોભતો મજબૂત આ દરવાજો છે. તેની રચના પણ તે યુદ્ધપ્રિય સમયને અનુકૂળ હતી. પ્રથમ મોટો દરવાજો છે, એની આસપાસની ભીત કિલ્લાનો કાટખૂણો બનાવી રહી છે, વચમાં થોડીક ખુલ્લી જગ્યા છે. તે પછી પાછો સુંદર દેવડીઓવાળો દરવાજો છે, અને દરવાજાને અડીને પાછલા ભાગમાં દરવાનોને રહેવાની પથ્થરની ઓરડીયો છે. જ્યાં જ્યાં મજબૂત કિલ્લાઓ હોય છે ત્યાં ત્યાં દરવાજાની યોજના આ રીતે જ થયેલી જોવા માં આવે છે.૯ કિલ્લાની અંદરના વિસ્તારમાં વ્હોર મસ્જિદ, ચોર કોટડીઓ માંડવી, કીર્તિસ્થંભ ભાનસ્તંભ) દિગંબર જૈન મંદિર અને શેખ નું મંદિર આવેલા છે.૧૦

- **સાત કમાન:**

ચાંપાનેર પાવાગઢ જીત્યા પછી સુલતાન મહંમદ બેગડાએ તેને ગુજરાત સલ્તનતની રાજધાની બનાવી અને મહત્વપૂર્ણ ઐતિહાસિક ઈમારતનું નિર્માણ કર્યું. આર્કિફેક્ચરની આ અદભુત ઇમારતોમાં ચાંપાનેર થી પાવાગઢ જતા માર્ગ પર સાત કમાન નામનું સ્મારક આવેલું છે. સાત કમાન એટલે સાત કમાનો જે પથ્થરો વડે બાંધવામાં આવી છે. જેમાંથી એક ખોવાઈ ગઈ છે. આર્કિટેકચરલ સ્મારક અદભુત કારીગરીનું ઉત્તમ ઉદાહરણ છે. આ અધગોળાકાર કમાનોમાં પથ્થરો એવી રીતે કાપવામાં આવેલ છે કે ભિન્ન આકારના લંબચોરસ પથ્થરો મુખ્યત્વે છે. આ કમાનોમાં ક્યાંય સિમેન્ટ કે રેતી નો ઉપયોગ કરવામાં આવેલ નથી. આ ખાચામાં પણ બુદ્ધિથી કારીગરી કરતા જાય ને પથ્થરો લગાવતા જાય. જેમાં બધી કમાનો વિશાળ છે અને એક સરખી છે. કેમ છતાં આ બધી કમાનો ભવ્ય લાગે છે.ગુજરાતની આન બાન શાન સાત કમાન છે.૧૧

**૩. જુમ્મા મસ્જિદ: (ચાંપાનેર ની જુમ્મા મસ્જિદ)**

ગુજરાતની ઉત્તમ મસ્જિદો પૈકી એક ચાંપાનેરની જુમ્મા મસ્જિદ છે. જુમ્મા મસ્જિદ જાપાનેર જિતાઈ ગયું તે પહેલા મહંમદ બેગડાએ આ મસ્જિદ બાંધવાની શરૂઆત કરાવી દીધી હોવાનું કહેવાય છે. મહમૂદની ઉમેદ મુહમ્મદાબાદને બીજું મક્કા બનાવવાની હતી. તેથી અહીં મકાના જેટલી જ મોટી સાત મિહરાબવાળી જુમ્મા મસ્જિદ એણે બનાવડાવી.૧૨

સુલતાન મહંમદ બેગડાએ કિલ્લાના બહારના ભાગમાં આવેલી જુમ્મા મસ્જિદનું બાંધકામ ઈ.સ. ૧૪૮૪ માં શરૂ કરી. ઈ.સ. ૧૫૦૯ માં પૂરું કરેલું. આમ ૨૫ વર્ષ જેટલો સમય લાગેલો. તેની બારીક કોતરણી જોવાલાયક છે. સ્તંભો, ઝરૂખાઓ, ૧૦૦ ફૂટ ઊંચાઈ ધરાવતા એના બે મિનારાની કળા-કારીગરી ઉત્તમ છે. આ મસ્જિદના ઊંચા મિનારા ઉપર જવા માટે ૧૦૧ પગથિયા છે. સ્થાપત્યની કળા કારીગરી બેનમૂન છે.૧૩ મસ્જિદના લિવાનની પહોળાઈ કરતા લંબાઈ બેવડી છે. આથી જુમ્મામાં વધારે જન સંખ્યા નો સમાવેશ થઈ શકે. કુલ ૧૧ મોટા ધુમ્મટવાળી (તિવાની દ્રષ્ટિએ) આ મોટામાં મોટી મસ્જિદ કહી શકાય. જમીન પર કુલ ૧૭૨ થાંભલા છે. સ્તંભોની આ યોજના ખૂબ જ સુંદર છે. મસ્જિદના મોહરોના વચલો ભાગ ઊંચો લીધેલો છે અને બે વચલા ભાગમાં ત્રણ માળ કરેલા છે. પ્રવેશ ની કમાનની બંને બાજુ એક એક ૩૨ મીટર ઊંચા મિનારા છે. નીચેના ભાગમાં અમદાવાદની બીજી મસ્જિદોની પેઠે દેખાવ અને નકશીકામ કરેલા છે મિનારામાં જવાનો રસ્તો દિવાલમાંથી સીધો અંદર પેસીને તરત જ ભમરીરૂપમાં શરૂ થાય છે. મિનારાઓ નયનરમ્ય નથી પરંતુ થોડા જડસા પ્રકારના અને અલકૃત હોવા છતાં રૂક્ષ અને જાડા લાગે છે. જ્યારે બહારની બાજુએ દીવાલને ચારે ખૂણે બનાવેલા ચાર ટૂંકા કદના મિનારા ઠૂંઠા જેવા વધારે લાગે છે. કમાનવાળી દિવાલની ઉપરના ભાગમાં સુંદર ઝરૂખા કાઢેલા છે. કમાનની ઉપરનો ઝરૂખો વચલા ભાગની ભીંત ઉંચી લેવાથી એની સુંદરતામાં ઉમેરો કરે છે અને નિરસતા ઓછી કરે છે. વચ્ચેના ભાગમાં બે માળ કરીને એ વડે પ્રકાશ લાવવાનો અને ઊંચાઈ વધારવાનો સજાગ પ્રયત્નો જોવા મળે છે. મસ્જિદના ચોકની બાજુઓમાં પહાડીઓ છે. પ્રવેશ દ્વાર ૪.૫ મીટર પહોળો છે વચ્ચેના ઘુંઘટનો કલશ ૧૯ મીટર જેટલો ઊંચો છે. તળિયાનો સ્તર જમીનથી ૦.૭૫ મીટર ઊંચે છે. કેન્દ્રનો માળવાળો ભાગ લગભગ ૧૬ મીટર જેટલો ઊંચાઈ સુધી લઈ જવામાં આવ્યો છે અને એ સમચોરસ છે. આ મસ્જિદની ખાસ મનોહરતા એનો

બહારનો સુંદર કોતરણી વાળો કોટ વધારે છે. એમાં પ્રવેશ કરવા માટે ઉત્તર, દક્ષિણ અને પૂર્વ તરફ સુંદર છત્રીઓ વાળા પ્રવેશ દ્વાર છે. એમાં પૂર્વ તરફનું મુખ્ય પ્રવેશવા તો એટલું સુંદર છે કે એને સ્થાપત્યના એક ખાસ શણગાર તરીકે જુદુ પણ ગણાવી શકાય મસ્જિદની બહારની બાજુએ વજુ માટે અષ્ટકોણ હોજ આવેલ છે. મસ્જિદમાં આજે લેખ નથી, પણ ફિરિસ્તાએ એની નોંધ લીધી છે. એમાં લખે છે કે 'ખુત્બા વ મિંબર' એ શબ્દો ઉપરથી બંધાયાનું વર્ષ હિ.સ. ૯૧૪ એટલે ઈ.સ. ૧૫૦૮ - ૦૯ આવે છે. આ ઉપરથી મહમૂદ બેગડાના અમલમાં છેલ્લા વર્ષોમાં આ મસ્જિદ બંધાવી રહી હતી. એક મિનારાનો ઉપરનો ટોચનો ભાગ તૂટેલો છે એ ઈ.સ. ૧૮૧૨ સિંધિયા સરકારના જુલમી કહેવાતા સુબા પાટણકરે રમતમાં એના તરફ ટોપનો ગોળો છોડેલો તેથી તૂટી ગયો છે. મસ્જિદની પાછલી દિવાલમાં ૧૬ જાળીવાળી બારીઓ છે અને ઉત્તર દક્ષિણમાં બબ્બે ઝરૂખા છે. મસ્જિદમાં સુંદર જાળીદાર મુલુક ખાનું પણ છે, મસ્જિદના બાંધકામની એક ખૂબી એ જોવા મળે છે કે અહીં પ્રચલિત ભારતીય બાંધકામ પદ્ધતિનો ઉપયોગ કરવા ઉપરાંત કેન્દ્રીય ધુમ્મટ બનાવવામાં કમાનદારી રચના પદ્ધતિ (Archated System) નો સમજપૂર્વક ઉપયોગ જોવા મળે છે.૧૪

**૪. કેવડા મસ્જિદ:**

કેવડા મસ્જિદ એ પશ્ચિમ ભારતના ગુજરાત રાજ્યના ચાંપાનેરમાં આવેલી એક મસ્જિદ છે. તે ચાંપાનેર પાવાગઢ પુરાતત્વીય ઉધાનનો એક ભાગ છે. જે યુનેસ્કોનું વિશ્વ ધરોહર સ્થળ (વર્લ્ડ હેરિટેજ સાઈડ) છે. મસ્જિદ મિનારા, ગોળાકાર ગુંબજ અને સાંકડી સીડીઓ ધરાવે છે. કેવડા મસ્જિદના સ્થાપત્યમાં પ્રકૃતિને એવી રીતે એકીકૃત કરવામાં આવી છે જે ઈસ્લામિક વિશ્વમાં અન્યત્ર અસામાન્ય હતી.૧૫પ્રાચીન મસ્જિદોમાં આ મસ્જિદ સારી હાલતમાં છે. કિલ્લાના બહારના ભાગે ગામથી ઉત્તર દિશાએ અડધો માઈલ દૂર આવેલી છે. સુંદર કોતરણી વાળા બે ભવ્ય મિનારાથી તે શોભે છે. ૧૬

આ મસ્જિદની સ્થાપત્ય શૈલીમાં હિન્દુ મુસલમાનની વાસ્તુકળા નું મિશ્રણ જોવા મળે છે. બાવામન,એક મિનાર, જામા ખજુરી, નગીના અને શહરકી જેવી બીજી ઘણી મસ્જિદોની જેમ જ આ મસ્જિદ ચાંપાનેરમાં મહંમદ બેગડાના સમયમાં બાંધવામાં આવી હતી. જેમ્સ બર્ગેસ અને હેનરી ક્યુઝન્સ દ્વારા કેવડા, જામા અને નગીના મસ્જિદના વર્ણન લખાયા પછી ત્યાં સુધી પહોંચવા માટે રસ્તા બનાવવામાં આવ્યા હતા. કેવડા મસ્જિદ તેમાં આવેલી સમાધિને કારણે નોંધપાત્ર છે. કથરા મસ્જિદ કેવડાની પશ્ચિમમાં આવેલી છે.

આ મસ્જિદમાં ઘણા મેહરાબ છે. બધા જટિલ રીતે કોતરવા માં આવ્યા છે. મસ્જિદમાં નમાજ પહેલા સ્વચ્છ થવા માટે ઈંટની ટાંકી હતી જે હાલમાં ક્ષતિગ્રસ્ત છે. સ્મારક ચોરસ આકારમાં બારીઓ ધરાવતું કેન્દ્ર ધુમ્મટ અને ચાર ખૂણે નાના ધુમ્મટ ધરાવે છે. તે ટાંકીની બાજુમાં આવેલું છે. મસ્જિદનું પ્રાગણ લંબચોરસ છે અને તેને ફૂલોની અને ભૌમિતિક રચનાઓથી શણગારવામાં આવી છે. તેના આતર સ્તંભો આકર્ષક છે. પ્રાર્થનાખંડ બે માળનું છે જેમાં ત્રણ ગુંબજ હતા, પરંતુ કેન્દ્રીય ગુંબજ નાશ પામ્યું છે. બારીઓ આગળ નાના ઝરૂખા છે. જે થાંભલા પર ઊભા છે. ત્યાં બે મિનારા છે, જેને પણ જટિલ કોતરણીથી સજાવવામાં આવ્યા છે. ઈ.સ. ૧૮૯૦ ના દાયકામાં પુન : સ્થાપનાના કામો હાથ ધરવામાં આવ્યા હતા.

ઈ.સ. ૨૦૦૬ ના ભારતીય પુરાતત્વીય સર્વેક્ષણ (A.S.I) ના અહેવાલોમાં સૂચવે છે કે કેવડા મસ્જિદમાં અને ચાપાનેર પાવાગઢ પુરાતત્વે ઉધાન, જામી મસ્જિદ, કિલ્લાની દીવાલો, બાવામન મસ્જિદ, લીલા ગુબાઝ, સિકંદર શાહ નો મકબરો અને અન્ય ઘણા સ્મારકો પર પુનઃસ્થાપન ના કામો કરવામાં આવ્યા હતા. જેના પરિણામે આ સ્થળ ઉપર પ્રવાસીઓની સંખ્યા માં થોડો વધારો થયો હતો A.S.I એ ચાર વર્ષના ગાળામાં સંરક્ષણ પાછળ ૨.૨૫ કરોડનો ખર્ચ કર્યો હતો. અને આ સ્થળોએ પુનઃસ્થાપન કામગીરી માટે વધુ ૧.૧૫ કરોડ ફાળવવામાં આવ્યા હતા.૧૭

**૫. નગીના મસ્જિદ:**

કિલ્લાની ઉત્તરે થોડે દૂર આ મસ્જિદ આવેલી છે. તે જુમ્મા મસ્જિદ કરતા નાની છે પરંતુ કારીગરી ની દ્રષ્ટિએ સારી હોવાથી નગીના નામ પડેલું છે. એના વચ્ચેના ભાગમાં કરેલા મિનારા હજી હયાત છે. તે ખૂબ જ રસ પૂર્વક કંડારેલા છે. એના ગોખમાં ઉત્તમ ચકદાર ફુલપતિના રૂપા કન છે. અને તે ધોળા પથ્થરથી બાંધેલી છે. ૧૮ નગીના મસ્જિદ 'મોતી મસ્જિદ' તરીકે જાણીતી છે. ઈ.સ. ની ૧૬મી સદીમાં મહંમદ બેગડાએ બંધાવેલી છે. એની સ્થાપત્ય કલા બેનમુન છે. તેનો રોજો જોવા જેવો છે. એની બાજુમાં કમાનોવાળો વાળો કૂવો છે.

**૬. જહાપના કિલ્લો:**

ચાંપાનેર ગામની ચારે બાજુ લંબચોરસ આકારનો જહાપના કિલ્લો પણ ઈ.સ. ૧૪૮૪ માં મહંમદ બેગડાએ મજબૂત પથ્થરોથી બંધાવી 'જહાપના' નામ આપેલું. તેના પૂર્વ તરફનો દરવાજો 'ગોધરા ગેટ' અને દક્ષિણ તરફનો દરવાજો 'હાલોલ ગેટ' ઓળખાય છે. સુલતાન મહમદ બેગડાએ રાજગઢ તરીકે બંધાવેલો આ કિલ્લો એક કિલોમીટર લાંબો અને અડધા કિલોમીટર જેટલો પહોળો છે. ગોધરા ગેટ ઉપર ફારસીમાં લેખ કોતરેલા છે. જેમાં અહમદ શાહના પુત્ર - મહંમદ શાહે (મહંમદ બેગડો) એ દરવાજો બંધાવ્યા નો ઉલ્લેખ છે. હાલોલ ગેટ ઉપરના લેખમાં મહંમદ શાહ ના પુત્ર - મુજફર - શાહે આ દરવાજો બંધાવ્યાનું લખેલ છે. સંરક્ષણની દ્રષ્ટિએ જહાપના કિલ્લો પ્રથમ હરોળનો ગણાય છે.૧૯

**૭. શહરકી મસ્જિદ:**

આ મસ્જિદ ચાંપાનેરના કિલ્લાના  દરવાજાની બાજુમાં આવેલી છે. એની કમાનો કદમાં નાની છે.૨૦ શહરકી મસ્જિદને 'વોરા મસ્જિદ' પણ કહે છે. મસ્જિદની અંદરનો મુખ્ય ભાગ અને તેના મિનારા હજી સારી હાલતમાં છે. પરંતુ આજુબાજુ નો ભાગ પડી ગયેલો જણાય છે. તેના ધુમ્મટ સીધી લીટીમાં જ બાંધેલા છે. અને તેમની વચમાં મોટો ધુમ્મટ છે. મસ્જિદ નું લંબાણ ઘણું છે.૨૧ વહોરા કોમની જમાતે આ મસ્જિદ પાંચસો વર્ષ પૂર્વે બંધાવેલી છે. ૧૧૨ થાંભલા ધરાવતી આ મસ્જિદ પાંચ ગુંબજ ધરાવે છે.૨૨

સહરકી મસ્જિદ એ સૌથી પ્રભાવશાળી બાંધકામોમાંથી એક છે જેનું નિર્માણ શાહી બીડાણની ખૂબ જ નજીક છે. તે પાંચ મિહરાબ સાથે સુલતાનોની ખાનગી મસ્જિદ હોઈ શકે છે. મુખ્ય પ્રવેશ દ્વાર કમાનવાળા દરવાજામાંથી પસાર થાય છે. જે બે મિનારાઓ થી ઘેરાયેલો છે. તે પ્રોજેકિટંગ, ઢોળાવવાળી છજ્જા દ્વારા આવરી લેવામાં આવ્યો છે. મધ્યમાં બંને બાજુએ વધુ બે પ્રવેશો ઝરોખાથી ઘેરાયેલા છે. જેમાં એકમાં પથ્થરની જાળી છે દરેક કમાન વાળા પ્રવેશને અનુરૂપ એક મોટો ગુંબજ છે. જે તેની ચારે બાજુથી નાના ગુંબજ થી ઘેરાયેલો છે. તેના પરિસરમાં એક લંબચોરસ એબ્યુલેશન ટાંકી બનાવવામાં આવી હતી. મસ્જિદ ૧૫ મી સદીના ઉત્તરાર્ધમાં બનાવવામાં આવી હતી.૨૩

**૮. ટુવા:**

ટુવા ગામ પશ્ચિમ રેલવે વિભાગના આણંદ - ગોધરા ની બ્રોડગેજ લાઈન પર આવેલ સ્ટેશન છે. અહીં ગંધક ધરાવતા કુદરતી ગરમ પાણીના કુંડ આવેલા છે. આ ગામ નૈસર્ગિક ગંધક મિશ્રિત ગરમ પાણીના ઝરણા માટે જાણીતું છે. ગરમ પાણીમાં સ્નાન કરવા માટે અને બાધા ઉતારવા માટે ઘણા લોકો આ સ્થળની મુલાકાત લે છે. એવું મનાય છે કે અહીંયા ભગવાન રામચંદ્રજીએ વનવાસ દરમિયાન આશ્રમમાં મુકામ કર્યો હતો. આ સ્થળની નજીક જૂના બાંધકામના ખંડેરો આવેલા છે. જે ગુજરાતી ઢબના છે.૨૪

**૯. છાશિયું તળાવ અને દુધિયા સરોવર:**

પાવાગઢ પર્વત પર મહાકાળીની ટૂંક તરફ આગળ ચડતા છાશ જેવા ધોળા પાણીવાળું 'છાશયુ તળાવ' આવે છે. એના કિનારે પશુપતિ ભગવાન લકુલીશનું ભગ્નન હાલતનું મંદિર જોવા મળે છે. મંદિરની કોતરણી ની અને કંડારાયેલી મૂર્તિઓની કળા કારીગરી જોતા પ્રાચીન સ્થાપત્ય કળાનો ખ્યાલ આવે છે.

છાશિયા તળાવથી થોડું ચડતા અહીંના માન સરોવર રૂપ 'દુધિયા સરોવર' આવે છે. દૂધ જેવા રંગીન શુદ્ધ જળમાં સ્નાન કરવાથી ચઢાણનો થાક ઉતરી જાય છે. સ્નાન કરવા માટે ઘાટ બાંધેલા છે. પીવાના ચોખ્ખા પાણી માટે અહીં પહાડ કોરીને કુવો બાંધવામાં આવ્યો છે.૨૫

**૧૦. સાસું-વહુની વાવ :**

વાવની રચના વિશિષ્ટ પ્રકારની ગણાય છે. આ પ્રકાર ઘણે અંશે ગુજરાત અને રાજસ્થાનમાં વિકાસ પામ્યો છે. એમાં એવી રચના હોય છે કે લંબચોરસ વાવના એક છેડે કૂવો હોય અને કુવાની સામેના છેડે થી પાણીની સપાટી તરફ ઉતરવાના પગથિયા હોય, જેથી એમાં સહેલાઈથી ઊતરી શકાય.

શાસ્ત્ર ગ્રંથોએ વાવના ચાર પ્રકાર નંદા, ભદ્રા, જયા અને વિજયા ગણાવ્યા છે. આમાં એક મુખ અને ત્રણ કૂટ (મજલા) ની વાવ ને 'નંદા', બે મુખ અને છ કૂટની વાવને 'જયા' અને ચાર મુખ અને બાર કૂટની વાવને 'વિજયા' નામે ઓળખાય છે.

સાસુની વાવ થી થોડે દૂર એક અન્ય વાવ આવેલ છે. આ બંને વાવ એકબીજાની સમીપે છે. વાવ ના નામ માટે કોઈ આધારભૂત પુરાવો ન મળવાથી લોકપ્રિય સામાજિક પાત્રો 'સાસુ - વહુ' વાવ માટે સુલભ બનેલું જણાય છે. વાસ્તુશાસ્ત્રની દ્રષ્ટિએ આ વાવ નું નિર્માણ નંદા પ્રકારનું જણાય છે. જ્યારે તેની સામેનો ગોખ શિલ્પ હીન છે. વિશેષ નીચે ઉતરતા વિશ્રામ સ્થળના એક ગોખમાં નવગ્રહ પટ્ટ છે. જ્યારે બીજામાં દર્શાવતાર પટ્ટ છે. તેથી પણ નીચે ઉતરતા વિશ્રામ સ્થળના બંને ગોખમાંથી એકમાં શેષશાયી વિષ્ણુ તથા અન્યમાં વૈષ્ણવની બે પ્રતિમાઓ સ્થિત છે. શિલ્પોની શૈલી તથા વાવના બાંધકામ પરથી આ વાવ આશરે ઈસુની ચૌદમી કે પંદરમી સદીમાં બંધાઈ હોય એમ જણાય છે.

- **વહુની વાવ:**

વહુની વાવ નું નિર્માણ સાસુ ની વાવ પછી થોડા સમયમાં જ થયું હશે તેમ જણાય છે. આ વાવ પણ નંદા પ્રકારની અને પ્રમાણ માં સાદી છે. વાવના ગોખમાં દેવ પ્રતિમા, શેષશાયી વિષ્ણુ, જળ દેવતાના શિલ્પો આવેલા છે.૨૬

આ ઉપરાંત સુલતાન મહંમદ બેગડાએ બંધાવેલ 'વડા તળાવ'નું પાણી પ્રાચીન ચાંપાનેર ને પૂરું પાડવામાં આવતું. આશરે ૧૦૦ એકર જેટલું ક્ષેત્રફળ ધરાવતું આ તળાવ છે. ચોમાસામાં આ સરોવર ભરાઈ જાય છે. તેનું પાણી સિંચાઈના, ખેતીના કામમાં આવે છે તેની બાજુમાં ખજુરી મસ્જિદ અને કબુતરખાના જેવા જૂના સ્થાપત્યના અવશેષો આવેલા છે. તેની નજીકમાં આવેલું ગામ વડા તલાવ કહેવાય છે.

આમ, મુસલમાન યુગે અનેક બાંધકામો કરેલા છે.

આ સિવાય અન્ય ઘણા જોવાલાયક સ્થળો છે.જાણે બાંધકામ ની નગરી જોઈ લો ! લીલા ગુંબજ, ઈંટલી મસ્જિદ, સકકરખાનનો રોજો, સકકર તળાવ, અષ્ટકોણ કુંડ, સાત કમાનો, ઉલણ - ઝૂલણની ચોકી, શિકારબાટી, સો થાંભલાનું મકાન, હેલીકલ વાવ, શેખનું દહેરુ, વિશ્વામિત્રી નદીનો ધોધ વગેરે ઘણા સ્થળો જોતા ભવ્ય ઐતિહાસિક બાંધકામ નગરી જોવા મળે છે.૨૭

1. પટેલ, દક્ષા, 'સ્વતંત્રતા આંદોલનમાં પંચમહાલ જિલ્લાનું પ્રદાન' (ઈ.સ. 1857 થી 1947), ગુજરાત યુનિવર્સિટીમાં ઈતિહાસ વિષયમાં પીએચ.ડી ની પદવી માટે રજૂ કરવામાં આવેલ સંશોધન મહાનિબંધ, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ, 2011 એજન, પૃ.20
2. https://gu.m.wikipedia.org/wiki/panchmahal_district
3. રાજગોર, શિવપ્રસાદ, 'ગુજરાતી વિશ્વકોશ' ખંડ 11, ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ, અમદાવાદ, પ્રથમ આવૃત્તિ, 1999, પૃ. 71-72
4. પંડિત,અમર, 'પ્રવાસન ગુજરાત' અમદાવાદ, પ્રથમ આવૃત્તિ, 2009, પૃ. 31-32
5. History of Gujarat, September, 14, 2020
6. પટેલ, અશોક, 'પ્રવાસન : ગુજરાત' અમદાવાદ, બીજી આવૃત્તિ, 2014 પૃ. 86-87
7. મુંબઈ સમાચાર, 1 નવેમ્બર, 2023
8. દેસાઈ, રમણલાલ, 'પાવાગઢ ' , વડોદરા, પ્રથમ આવૃત્તિ, 1920, પૃ. 20-21
9. સોલંકી, પુરુષોત્તમ, 'પાવાગઢના પ્રવાસે', રન્નાદે પ્રકાશન, અમદાવાદ, પ્રથમ આવૃત્તિ, જુન 2003, પૃ.7
10. મુંબઈ સમાચાર, પૂર્વોકત
11. 'ગુજરાત રાજ્ય સર્વગ્રહ' (ગેઝેટિયર), પંચમહાલ જિલ્લો,પ્રથમ આવૃત્તિ,2017, પૃ.520
12. સોલંકી, પુરુષોત્તમ, પૂર્વોક્ત, પૃ.26
13. 'ગુજરાત રાજ્ય સર્વગ્રહ' પંચમહાલ જીલ્લો, પૂર્વોક્ત, પૃ.520-521
14. https://gu.m.wikipedia.org/wiki/kevada_Mosque
15. સોલંકી, પુરુષોત્તમ, પૂર્વોક્ત, પૃ.29
16. https://gu.m.wikipedia.org/wiki/kevada_Mosque
17. 'ગુજરાત રાજ્ય સર્વગ્રહ' પંચમહાલ જીલ્લો, પૂર્વોક્ત, પૃ.521
18. સોલંકી, પુરુષોત્તમ, પૂર્વોક્ત, પૃ.27
19. 'ગુજરાત રાજ્ય સર્વગ્રહ' પંચમહાલ જીલ્લો, પૂર્વોક્ત, પૃ.520-521
20. દેસાઈ, રમણલાલ, પૂર્વોક્ત, પૃ.22
21. સોલંકી, પુરુષોત્તમ, પૂર્વોક્ત, પૃ.27
22. https://commons.m.wikimedia.org/wiki/File:sahar_ki_Masjid_Desc.jpg

